શ્રી

શ્રીનાથદ્વારમાં

# "શ્રીનવનીતલાલના છપ્પનભોગની લીલાનાં ધોળ તથા ગાયન સંગ્રહ."

(ગુજરાતી તથા વ્રજ ભાષામાં)

તે સાથે

**તિલકાયત શ્રી મહારાજની વંશાવળીનું કવીત.**

પુષ્ટિમાર્ગીય ભાવસહીત રસમય ઉત્સાહપૂર્વક રચનાર.

ગોસ્વામીવર્ય શ્રીશ્રી ૧૦૮ શ્રી તિલકાયત શ્રીગોવર્ધન
લાલજી મહારાજના ભગિની શ્રી દેવકાબેટીજી
(શ્રીબેનાજી) મહારાજની આજ્ઞાથી.

પ્રકાશક

**વૈષ્ણવ ત્રીકમલાલ શીવદાસના ધર્મ પત્ની**
**શ્રીસૌભાગ્યવતી રેવાબાઇ.**

છપાવી પ્રસિદ્ધ કર્તા.

**વૈષ્ણવ ત્રીકમલાલ શીવદાસ**
નવાપુર.

સુરત સોનીફળીયા રોડ ઉપર આવેલા ધી "દેશી મિત્ર"
એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં મગનલાલ ડીકાભાઇએ છાપી.



સં૦ ૧૯૬૮ (સર્વ હક સ્વાધીન) જ્યેષ્ઠ શુક્લ

શ્રી.

શ્રીનાથદ્વારમાં

# "શ્રીનવનીતલાલના છપ્પનભોગની લીલાનાં ધોળ તથા ગાયન સંગ્રહ."

(ગુજરાતી તથા વ્રજ ભાષામાં)

તે સાથે

**તિલકાયત શ્રી મહારાજની વંશાવળીનું કવીત.**

પુષ્ટિમાર્ગીય ભાવસહીત રસમય ઉત્સાહપૂર્વક રચનાર.

ગોસ્વામીવર્ય શ્રીશ્રી ૧૦૮ શ્રી તિલકાયત શ્રીગોવર્દ્ધન લાલજી મહારાજના ભગિની **શ્રી દેવકાબેટીજી** (**શ્રીબેનાજી**) મહારાજની આજ્ઞાથી.

પ્રકાશક

**વૈષ્ણવ ત્રીકમલાલ શીવદાસના ધર્મ પત્ની**
**શ્રીસૌભાગ્યવતી રેવાબાઇ.**

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**વૈષ્ણવ ત્રીકમલાલ શીવદાસ**
નવાપુર.

સુરત સોનીફળીયા રોડ ઉપર આવેલા શ્રી "દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં મગનલાલ ફીકાભાઇએ છાપી.



# અનુક્રમણિકા.







# શ્રીનાથજી.

## પ્રસ્તાવના.

સર્વે વૈષ્ણુવ બંધુને વિનંતી પૂર્વક વિદિત કરવાનું જે—સંવત ૧૯૬૫નાં માગસર માસમાં શ્રીકોટાથી શ્રીમદ્ ગોસ્વામી શ્રીશ્રી ૧૦૮ શ્રી રણછોડલાલજી મહારાજ પોતાના નિધિ સ્વરૂપ શ્રીઠાકોરજી શ્રીમથુરેશજી સહીત શ્રીનાથદ્વાર પધાર્યા હતા તે સમયે શ્રીનાથજી નિધિ સ્વરૂપ સહીત માગસર સુદ ૧૫ નો વાર્ષિક છપ્પનભોગ આરોગ્યા હતા, તેમજ શ્રીનાથ દ્વારસ્થ તિલકાયત્ શ્રીમદ્ ગોસ્વામીવર્ય શ્રીગોવર્ધનલાલજી મહારાજે પોતાના સર્વસ્વ નિધિ સ્વરૂપ શ્રીનવનીતપ્રિય પ્રભુને લાલબાગમાં સ્વારી રૂપે અતી શોભાથી પધરાવ્યા હતા અને ત્યાં બારે માસનાં ઉત્સવો સાથે છપ્પન ભોગનાં મનોરથો ઘણું ઘણું દ્રવ્યોથી કર્યાં હતાં તે સમયે શ્રીજીદ્વારમાં અવર્ણનીય આનંદ થયેલો તે દેશદેશાંતરનાં સર્વે વૈષ્ણુવ બંધુઓના જાણવામાં છે.

તે આણુંદ વખતે જે વૈષ્ણુવો શ્રીજીદ્વારમાં આવી શક્યાં નહિં અને પ્રભુની પ્રત્યક્ષલીલાનાં દર્શન કરવા ભાગ્યશાળી બન્યાં નહિં, તે વૈષ્ણુવો ઉપર કૃપા કરીને શ્રીવલ્લભકુળ શીરોમણી શ્રીશ્રી ૧૦૮ શ્રીમદ્ ગોસ્વામી તિલકાયત્ શ્રીગોવર્ધનલાલજી મહારાજના ભગિની શ્રીદેવકાબેટીજી ( શ્રીબેનાજી ) મહારાજે તે લીલાનું વર્ણન પદ્યાત્મક ગુજરાતી ભાષામાં ધોળ તથા વ્રજ ભાષામાં ગાયનો, તથા તે સાથે તિલકાયત્શ્રીની વંશાવળીનું કવીત પુષ્ટિમાર્ગીય ભાવ સહીત રચીત પુસ્તક હમારા ધર્મ પત્નીદ્વારા અમોને તેઓશ્રીએ મોકલાવી આપ્યું અને તે પુસ્તક છપાવવા માટે આજ્ઞા થયેલી એ આજ્ઞાનુસાર આ પુસ્તક છપાવી શ્રી બેટીજીમહારાજને શ્રીનાથદ્વાર ખાતે મોકલી આપવામાં આવ્યાં છે.

તેઓશ્રી તરફથી સર્વે વૈષ્ણુવ બંધુએ એ પુસ્તક લઇ લીલાનું વર્ણન વાંચી આનંદીત થવું. એવી સ્વમાર્ગીય વૈષ્ણુવ બંધુ પ્રત્યે મારી નમ્ર વિનંતી છે.

ગામ નવાપુર, જી. ખાન્દેસ
ટી. વી. રેલ્વે.
સં૦ ૧૯૬૭ આશ્વીન કૃષ્ણ એકાદશી.

લી. ભગવદીયજનનો કૃપાભિલાષી દાસાનુદાસ
વૈષ્ણુવ ત્રીકમલાલ શીવદાસના
ભગવત્સ્મર્ણ.

श्री नाथजी

श्री नवनीत प्रियोजयति.

# श्रीजी धामनुं वर्णन.

## घोळ १ लुं.

(राग गिरिकंदरामांथी प्रगट थया, प्रभु आप गोवर्द्धन नाथरे.)

प्रथम श्री वल्लभ विठ्ठलेश, प्रभुनुं ध्यान रुदेमां लावुंजी;
श्री गुरु चरण कमल रज वंदी श्रीगिरिधर जस गावुं;
गोवरधन रंग रसीया, रंग रसीया श्रीव्रीजराज श्रीजी मारे मन
वसीया:—टेक.

धन्य मेवाड सीहाड वखाणुं उदय नरेश बडभागीरे;
एकुल अजब कुंवरी बडभागी, प्रेम भक्ति ल्हे लागीरे;
गो० रंग० श्रीजी १

प्रेम भक्ति मुरती प्रगटी, वस कीधा कुंज बिहारीरे;
भक्त वत्सल श्रीजी सीहाड बिराज्या, व्रज गिरि तजी गिरिधारी;
गो० रंग० श्रीजी २

श्रीनवनीतलाल प्रभु संगे पधार्या, श्रीनंद जसोदाना लालरे;
व्रज रमण ने बाल रमण बे, रुप छे जुगल रसाल;
गो० रंग० श्रीजी ३

श्याम वर्ण ने गौर वर्ण बे, सेव्य स्वरुप महाराजरे;
श्रीवल्लभ विठ्ठलना रुप प्रमाणो, श्रीवल्लभकुळ शीरताज;
गो० रंग० श्रीजी ४

पवित्र स्थळ जोइ मंदीर स्थपाव्या, श्रीवल्लभ कुळ महाराजेरे;
पुरण ब्रह्म नीज पुरी वसावी, सेवा भक्तिने काजे,
गो० रंग० श्री० ५

વ્રજ નિંજ ધામને શેવા સદન, વળી વિવિધ વૈભવના ઠામરે;
શ્રીનાથ તણી ઇચ્છા અનુસારે, નીરમ્યા અલૌકિક ધામ;
ગો૦ રંગ૦ શ્રી૦ ૬

ગો–લોક નીજ ધામ તણા જહાં, વૈંભવ અપરંપારરે;
ત્રણ ભુવનમાં ધામ નથી એવું, જાણો શ્રીનાથદુવાર;
ગો૦ રંગ૦ શ્રી૦ ૭

શ્રી વલ્લભ કુળ લાડ લડાવે. ભોગ આભ્રણ અતિ ભારીરે;
નિત્ય નવલ સ્રિંગરાજ બિરાજે, છબી નીરખી જાઉં વારી;
ગો૦ રંગ૦ શ્રી૦ ૮

એવા શ્રીનાથજીને મંદીરે પધાર્યા, મોટા શ્રી મથુરા નાથરે;
કોટાથી લઇ રાજ રસાલા, શ્રીરણછોડલાલજી સાથ;
ગો૦ રંગ૦ શ્રી૦ ૯

શ્રીરણછોડલાલજીના પુરવા મનોરથ વ્રજલીલા સુખ લેવારે;
મોટા મનોરથ ઓચ્છવ કેરા, નીજજનને દરશન દેવા;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૦

શ્રીમથુરાનાથજી પરોણા પધાર્યા, શ્રીનાથ તણે દરબારરે;
શ્રી ગોવરધનલાલજીને હરખ ઘણેરો, હરખ્યો સકળ પરીવાર;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૧

સંવત ઓગણીસ પાંસઠ સાલે; આણંદ વરત્યો અપારરે;
જુગતે નિત્ય શ્રીનાથ સંગાથે, તેજ તણા ભંડાર;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૨

મહા મહોચ્છવ કેરા કારજ, નવલ નવલ નીત થાયરે;
શ્રીગોવરધનલાલજીએ ખોલ્યા ખજાના, આણંદ ઉર ન સમાય;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૩

શ્રીકાંકરોલીથી રાજા ઠાકોર પધાર્યા, શ્રીદ્વારિકેશ રૂપ નિધાનરે;
રાજ છત્ર રૂડી સ્વારી ભરી; શ્રીમથુરેશજીને દીધા છે માન;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૪

રાજ સ્વારીની સુંદર શોભા, શ્રીદેવકા બેટીજીએ જાણીરે;
શ્રીવલ્લભ પ્રભુ ચરણ પ્રતાપે લીલા ગાઉં વખાણી;
ગો૦ રંગ૦ શ્રી૦ ૧૫

# શ્રી મથુરેશજીની સ્વારી.

## ધોળ ૨ જું.

(રાગ-પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ, શ્રીવસુદેવજીને દ્વારજો.)

આણંદસાગર અતિ ઉછળ્યોરે લોલ, શ્રીનાથ તણે દરબારજો;
પ્યારા મથુરેશજી પધારીયારે લોલ, ભલો વર્તો છે આનંદ અપારજો;
શ્રી મથુરેશ પ્રભુ મન ભાવીયારે લોલ—૧
પ્રભુ પધાર્યા તે દીન રૂડો જાણીયેરે લોલ; શુભ માગશર માસ સુખકારજો,
તિથિ તેરસ ચંદ્ર ઉગિયોરે લોલ, ધન ઉગ્યો સૂરજ રવિવારજો. શ્રીમથુ. ૨
વાલા શુભ સંજોગે પધારિયારે લોલ; રાજ વૈભવ રૂડા છે રસાળજો;
શોભાનો સમુદ્ર જાણે ઉલટયોરે લોલ, પ્રભુરાજે સુંદર સુખપાલજો. શ્રીમથુ. ૩
શ્રીજી દ્વારથી સામૈયું આવીયુંરે લોલ; શ્રીનાથનો રસાલો સારજો;
શ્રીગોરધનલાલે માન સામા મોકલ્યારે લોલ,
શોભા વાધી છે અપરંપારજો. શ્રીમથુ. ૪
રૂડી સ્વારી બની છે રાજ રીતસુંરે લોલ, ચાલે હાથી શણગારેલા હારજો;
છત્ર સિંગાસન ડોલતારે લોલ; તેમાં અશ્વનો થાય ઠમકારજો. શ્રીમથુ. ૫
ભલા સ્વારો શોભે છે ભાતભાતનારે લોલ, તેની પાછળ પલટણની હારજો;
આયુધ નિશાન હાથ ઝાલીયારે લોલ;
તેના પોશાગ દીપાવે દરબારજો. શ્રી મથુરેશ. ૬
પ્યાદલ તણો પાર નવ મળેરે લોલ; તેમાં વૈષ્ણવ જન ગાય ગીતજો;
જે જે સબ્દ સઉ ઉચરેરે લોલ, પ્રેમ ભક્તિયે થાય પુલકીતજો. શ્રીમથુરેશ. ૭
વાજે વાજીંત્ર બહુ જોરમાંરે લોલ, નગારાને ભેરીનાં નાદજો;
શંખ સરણાઇ ભુંગળ વાગતારે લોલ, જેનો જાય છે ગગનમાં સાદજો. શ્રી. ૮
ધ્વજાને પતાકા ઘણી ફરકરેરે લોલ, છુટે બંદુકોના થાય ધણકારજો;
ઉટે નોબત ન્યારી ગડગડેરે લોલ, નૌતમ વાજાનાં થાય ઝણકારજો. શ્રી. ૯
કાંકરોલીથી પધાર્યા પ્રીતસુંરે લોલ, સાથે શોભે શ્રી વલ્લભ પરીવારજો;
શ્રીરણછોડલાલ ગોપાળલાલ જોડ છેરે લોલ, બીજા બાળક સંગે સકુમારજો. શ્રી. ૧૦
રંગ રસીયા શ્રીબાળકૃષ્ણ જાણીયેરે લોલ, એમની ગોદમાં શ્રી દ્વારિકેશ લાલજો;
મથુરાથી ગોપાળલાલ આવીયારે લોલ, ગિરધરલાલજી સહીત કરી વ્હાલજો. શ્રી. ૧૧

પ્રભુની સુખપાલ અડી સહુ ચાલતારે લોલ, છત્ર ચામર ધર્યાં છે નીજ હાથજો;
અબ્દાગીરી ઝલકે જેવી વીજળીરે લોલ, ચંદ્ર સૂર્યના પ્રકાશ તેની સાથજી. શ્રી. ૧૨
ખંમા ખંમા છડીદાર બોલતારે લોલ, રાજરીતે સુંદર રચ્યા સાજજો;
વૈકુંઠના વૈભવ લજાયછેરે લોલ, એવી શોભા સજાવી પ્રભુ કાજજો શ્રી. ૧૩
સુંદર સ્વારી સહીત પ્રભુ આવતારે લોલ, નથી નથી શોભાનો કંઇ પારજો;
નીરખીને લેઉં ઓવારણારે લોલ, શ્રીમુખ જોઇને જાઉં બલીહારજો શ્રી. ૧૪
પ્રભુની સ્વરૂપ શોભા તે શી વર્ણવુંરે લોલ, ઘનસ્યાંમ સકુમાર છે શ્રી અંગજો;
અમુલ આભ્રણ અંગે ઓપતારે લોલ, તેજ કાન્તિનાં ઉઠે છે તરંગજો. શ્રી. ૧૫
ચાર ભુજાએ ચાર ચિન્હ ધારીયારે લોલ, તેતો નીકુંજ લીલા રસ રંગજો;
વ્રજના રમણ એવા નીરખીયારે લોલ,
જોનાં શીતળ થયું છે અંગો અંગજો. શ્રી. ૧૬
બલી સ્વારી સજવી પ્રભુ આવીયારે લોલ, શ્રીનાથ ભુવનની માંહેજો;
શ્રીગોરધનલાલે પ્રેમથી વધાવીયારે લોલ,
અતિ આનંદ ઉર ન સમાયજો. શ્રી. ૧૭
નીજ હસ્તે તીલક કીધા નાથનેરે લોલ, પધરાવ્યા શ્રીજીની પાસજો;
શ્રીગિરિધારી ઘણું રીઝીયારે લોલ, બેઉ સ્વરૂપ લીલા સુખરાસજો. શ્રી. ૧૮
વહુ બેટીનો સમાજ અતિ હરખીયોરે લોલ, નીરખી જોયું છે સુંદર સ્વરૂપજો;
વળી વળી વાલાને નીહાળતારે લોલ, ગુઢ લીલા છે એમની અનુપજો. શ્રી. ૧૯



# ટીકાયત શ્રીના પરિવાર સહનું વર્ણન:

## ધોળ ૩ જું.

(રાગ-મોહોલે પધારો મહારાજ મણીધર મહોલે પધારો)

બલીહારી શ્રી ગોવરધનલાલ, સદા વ્રજરાજ લડાવો,
નીજ જનના છો પ્રતીપાલ, લીલા નોત્તમ નીરખાવો; ટેક.

### સાખી ૧ લી.

શ્રીનાથ ધામ શોભાવતા, પરિવાર સહીત પ્રભુ આપ,
લીલારૂપ શ્રીગિરિ ધારીજી શીરતાજ પિતાને પ્રતાપ;
સદા વ્રજરાજ લડાવો, બલીહારી શ્રીગોવરધનલાલ,

## સાખી ૨ જી.

પરીવાર રૂડો નીરખીએ, ગુણ ગાતા મન હરખાય;
શ્રીભાગીરથી વહુજી વરણીએ, રાજમાતાને લાગીએ પાંય–સદા નીજ૦

## સાખી ૩ જી.

શ્રીવહુજીને રત્ન બે પ્રગટીયા, ભ્રાત ભગીની સોહાય,
શ્રીગોરધનલાલને દેવકા બેટીજી, આનંદી બેટીજી લાડકડા
કહેવાય––સદા નીજ૦

## સાખી ૪ થી.

રાજ તિલક શ્રીગોરધનલાલજી, સુંદર સ્વરૂપ રસાળ;
પટરાણી શ્રી રાણી વહુજી છે, એમની ગોદ બિરાજે છે બાલ–સદા નીજ૦

## સાખી ૫ મી

રાજ રત્ન કુંવર સકુમાર છે, શ્રી દામોદરલાલ,
લક્ષ્મી શોભા બે બેટીજી, બાળ રૂપ જોતાં આવે વ્હાલ–સદા નીજ૦

## સાખી ૬ ઠી

રાજકુંવર વધુ જાણીએ, શ્રી ભાગીરથીજી અભીધાન
જુગલ અનુપમ જોડ છે, જોતા મદન રતી તજે માન–સદા નીજ૦

## સાખી ૭ મી

શ્રી વહુ બેટી સંગ શોભતા; ચંદ્રકાંતી મતી વહુ નામ,
નંદ ભુવન સઉ મ્હાલતા; વ્રજ લીલા રમણ મધ્ય ધાંમ–સદા નીજ૦

## સાખી ૮ મી

રસરૂપ સ્વરૂપ બિરાજતા; શ્રીનાથ નીકટમાં આજ,
શ્રી બ્રીજરાજ પ્રભુને રીઝાવતા, હરનીશ શેવાનાં કાજ–સદા નીજ૦

## સાખી ૯ મી

ગુણસાગર શ્રી ગોરધનલાલ છે, રાજા ધિરાજ કેહેવાય;
પ્રભુ પ્રસન્ન કરવાને ચતુર ઘણા, એમના ગુણ તે નવરે ગણાય–સદા નીજ૦

## સાખી ૧૦ મી

શ્રી મથુરેશ પ્રભુને પધરાવીયા, દીધા બહુ સનમાન,
અંગ ઉમંગ વાધ્યો ઘણો, સદા શ્રીજી રીઝવવાના ધ્યાન–સદા નીજ૦



# શ્રીજીના મંદીરનો આણુંદ

## ગાયન ધોળ ૪ થુ.

### ( રાગ-શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો. )

શ્રીજી દ્વારસું આણુંદઘન ગરજી રહ્યો;
ગરજી રહ્યા રંગ વરસી રહ્યો, શ્રીજી દ્વારસું

સાખી ૧ લી.

રંગ રસીયા આપ શ્રીનાથજી, રસરૂપ વલ્લભકુળ બાળ,
શ્રીગિરિરાજ ધરણુના લાડીલા, રસીયા ગોવરધન લાલ;
રૂડી લીલા અખંડ નીત નવી નીરખાયે,
તેમા મથુરેશ રંગ હુલસાવી રહ્યો;
હુલસાવી રહ્યા, હરખાવી રહ્યા, શ્રીજી. ૧

સાખી ૨ જી.

શ્રીમથુરાનાથ પધારીયા, જહાં છાંયે અતીશે આણુદ,
શ્રીજી ધામની શોભા વાધી ઘણી, ઘણુ પ્રસન્ન થાય વ્રજચંદ;

### ( ચાલ ગરબાની )

વહુ બેટીને વનીતાના વૃંદ, શોભા સાજે છે,
ગાય ગીત મધુર સુરંગ, વાજીંત્ર રૂડા વાજે છે,

**સાખી ૩ જી.**

વર્ષ ઉત્સવ એવે આવીયો, મનોરથ મોટો મનાય;
માગસર માસની પુનમે, છપ્પન ભોગ ભરાય,
ભલા ભોગ અધિક નેક સાજી ધર્યા;
પ્રભુ ભોગ સંજોગ જોઇ હરખી રહ્યા;
હરખી રહ્યા, હરખાવી રહ્યા, શ્રીજીદ્વારસુ ૨

**સાખી ૪ થી.**

શ્રી પૂરણ પુરૂષોત્તમ ભોગ આરોગતા, છે લીલા સ્વરૂપ નિધિ સાથ;
જુગતે જોડ બિરાજીયા દ્વારિકેશ શ્રીમથુરાનાથ,
શ્રી નવનીતલાલ સંગે વિઠ્ઠલેશ રાજે;
શ્રીજી સ્વરૂપ લીલા હરસાવી રહ્યો,
હરસાવી રહ્યો, નીરખાવી રહ્યો; શ્રીજી. ૩

### સાખી ૫ મી.

એવા નિધિને લાડ લડાવતા, શ્રીગોરધનલાલ શ્રીરણછોડલાલ;
શ્રીદામોદરલાલ રાજકુમાર છે, સંગે શોભે ગોપેશ્વરલાલ,
ગોપાળલાલ બાળકૃષ્ણ રાજે રંગ રસીયા;
શ્રીગિરિધરલાલજી સહીત સાજ ઝળકી રહ્યો,
ઝળકી રહ્યો, જગ ઝળકાવી રહ્યો.
શ્રીજી દ્વારસું આનંદ ઘન ગરજી રહ્યો. શ્રીજી. ૪



# લાલબાગની શોભા તથા વલ્લભકુળ પધાર્યા મનોરથારંભ.

### ધોળ ૫ મું.

### ( રાગ મામેરાનો ) કંકુ છાંટી કંકોતરી મોકલો

લાલબાગ વૃંદાવન જાણીએ, જહાં રચના છે અપરંપાર.
આણંદ વાધ્યો અતી ઘણો.
તાહાં મોહોલ મંદીર રૂડા જળહળે, નીજ મંદીર સેવાના ઠામ, આ.
છે રચના અલૌકિક નાથની, અલ્પ જીવથી વરણી ન જાય. આ.
એ વીલ્લાસમાં મનોરથ માંડવા, થઇ આજ્ઞા શ્રીજીની સાર, આ.
શ્રીગોરધનલાલજીને આણંદ અતિઘણો, સઉબાળક મળી હરખાય. આ.
શ્રીબાળકૃષ્ણ અતિરસ ભર્યા, ગોપાળલાલજી રસીલા છે સાથ.
મોટા મોટા મનોરથ કીજીએ, રચો લીલા નવલ શ્રીજીકાજ, આ.
શ્રીનવનીતલાલ પ્રભુને રીઝાવવા, વ્રજલીલાથી લાડ લડાવો.
શુભ માસ તીથી રૂડા સોધીયા, કીધા નીરણે લખ્યા શુભ પત્ર, આ.
આણંદ પત્ર લખ્યા સઉ દેશમાં, તેડયા પ્રથમ વલ્લભ પરીવાર. આ.
રાજા રાણાને લખ્યા પત્ર પ્રેમથી, તેડયા વૈષ્ણવને દઇ માન, આ.
દેશ પરદેશ પોહોંચી વધામણી, સુણી વાધ્યો સઉને આણંદ.
શ્રીવલ્લભકુળ પધાર્યારે પ્રીતથી, તેમ વૈષ્ણવ વેગે ધાય, આ.

માગસર માસથી મેળો ભરાએ છે, દીન દીન અધિક જન આવે. આ.
મહા મેળો થએરે શ્રીજી શહેરમાં, થાય મંદીરમાં બહુ ભીડ, આ.
શ્રીવલ્લભકુળ પધાર્યા તેજાણીએ, કહું વરણી રૂડાં શુભ નામ. આ.
સેરગઢના સોભે શ્રી ગિરધરલાલજી, એમની ગોદમાં શ્રી વલ્લભલાલ,
મથુરાથી ગોપાળલાલ આવીયા, મુંબઇથી શ્રીગોરધનલાલ. આ.
કાંકરોલીના શ્રીબાળકૃષ્ણલાલ છે, એમની ગોદમાં શ્રીદ્વારીકેશલાલ
કોટાથી શ્રીરણછોડલાલ જાણીએ, સાથે શોભે શ્રીગોપાળલાલ. આ.
શ્રીગોરધનલાલ તીલકે યજ્ઞ માંડીયા, દ્રવ્ય ખરચની બાંધી છે પાજ.
રાજ સાજ સામગ્રીરે સાજીયા, ભર્યા બાગમાં મોટા ભંડાર. આ.
ચઇતર માસમાં મનોરથ માંડવા, તિથિવાર થયા નીરધાર, આ.
મહાલે શ્રી વલ્લભકુળ રસભર્યા, ફુલ્યા વૈષ્ણવ હરખ ન માએ. આ.
એવે માસ ચઇતર વેગે આવીયો, રામનોમી છે નીરમલ જાણ, આ.
શુભ મુરતે સવારીરે સજ કરો, કરી આજ્ઞા ગોવરધનલાલ. આ.
લાલબાગે પ્રભુને પધરાવવા, થઇ સ્વારી તરત તૈયાર, આ.
રાજ વૈભવ શ્રીજીનો ઝળહળે, તેની ઉપમાં તે વરણી ન જાય. આ.



# શ્રી નવનીતલાલની લાલબાગમાં સ્વારી.

### પદ ધોળ ૬ ઠું.

### રાગ સોરઠ.

### (શ્રી મથુરેશ પધાર્યા શ્રીજીને ઘેર પાહુનારે) એ રાગ.

શ્રી નવનીતલાલ પ્રભુ બાળસ્વરૂપ બીરાજતારે, કે મુજ મન ભાવતારે,
શ્રી નંદ જસોદા કેરા લાલા, શ્રીનાથ ભુવન રાજે રૂપાળા;
ગોપીજનના વ્હાલા શ્રીવલ્લભ ઘેર સાજતારે. શ્રીનવનીતલાલ—૧
શ્રી જસોદા ગોદ રાજે જે રસીયા, તે શ્રીવલ્લભ ઘેર આવી વસીયા,
એ સુંદર રૂપ શ્રીમહાપ્રભુજી નીરખાવતારે. શ્રી નવનીલ—૨
લલીત રૂપ શ્રીગોકુલમાં ખેલે, બાલ લીલા અમૃત રસ રેલે,
તે રસ કળીમાં શ્રીવલ્લભકુળ પાવતારે. શ્રી નવનીત—૩

શ્રી વલ્લભકુળ અતી ભાવે રીઝવતા, ભોગ આભ્રણ વણુ માંગે ધરતા,
નંદ ભવનથી સુખ અધીક મન લાવતારે. શ્રી નવનીત-૪
નૌતમ મનોરથ લેવા કાજે લાલબાગ પધારો આજે,
શ્રી મથુરેશ પ્રભુને માન અધીક તમે આપતારે. શ્રી નવનીત-૫
રત્નજટીત સુખપાલે સોહે, શ્રી નવનીતલાલ નીરખે મન મોહે,
નિધિ સ્વરૂપ સઉ સાથ, કાંતિ ઝળકાવતારે. શ્રીનવનીત-૬
છત્ર ચામર નીજ જન કર ધારે, નિધિ સ્વરૂપ ઉપરથી વારે,
અબ્દાગીરી મોર છલ્લ બહુ ચળકાવતારે. શ્રીનવનીત-૭
શ્રીવલ્લભ પરિ કર શોભે સંગે, રાજ વૈભવ સાજી ઉમંગે,
અનુપમ આભ્રણ અંગ છબી શોભાવતારે. શ્રીનવનીત-૮
શ્રી વહુ બેટીનો સાથ શોભાવે, વૈષ્ણવની વનીતાઓ આવે,
મલી સોહાગણ મંગળ ગીતો ગાવતારે: શ્રીનવનીત-૯
ખંમા ખંમા છડીદાર પુકારે, ભક્તજનો કીરતન કરે તેવારે,
જય જય શબ્દનો સોહોર ઘેર ગરજાવતારે; શ્રીનવનીત-૧૦
સ્વારી તણી શોભા થઇ સારી. ગજ ઘોડા ચાલે છે ભારી;
અગણિત જનની ભીડ સિન્ધુ છલકાવતારે. શ્રી નવનીત-૧૧
વિવિધ ભાતનાં વાજાં વાજે, ઢોલ દુંદુંભી ઘેરા ગાજે;
તોપ બંદુકના બ્હાર ઉડે ગગડાવતારે. શ્રીનવનીત-૧૨
ધ્વજા પતાકા ગગને ફરકે, દેવ વિમાંન સ્હીને નીરખે;
જોઇ વૈભવ શ્રીમહાપ્રભુનો, સુરીનર મન લલચાવતારે. શ્રીનવનીત-૧૩
શ્રીનાથધામ નીજ નગર શોભાવી, લાલબાગમાં સ્વારી આવી;
આરતિકરી કલસ બાંધીને મંદીરમાં પધરાવતારે. શ્રીનવનીત-૧૪
નાનાભાવનાં મનોરથ થાશે, છપ્પન ભોગની લીલા ગવાશે.
શ્રીવલ્લભની કૃપાથકી સુખ પાવતારે શ્રીનવનીત-૧૫



# લાલબાગનું વર્ણન

## પદ ( ધોળ ૭ મું ) રેખ્તો.

( રાગ-ગોપાલ છબી રસાલ બતલાનાં કભી કભી. )

મેવાડકે બડે પહાડમે બસે સાંમરો જહીં;
શ્રીનાંથદ્વાર દેખ ધામ આન નહીં નહીં. મેવાડકે-૧
લાલબાગ જહાં નંદલાલકો બ્રિજકી લતા છઇ;
શ્રી બિંદા બિન જાંન લીલા હે નઇ નઇ; મેવાડકે-૨
હર એક તરૂકે ફુલ ફુલબારી ખીલરહી;
દરખ્તપેં ફલ ખુબ ઝુક રહે જહીં જહીં. મેવાડકે-૪
કુંજકી લતાબિચ પંછીકી કયા મઝા હો રહી;
કર રહે કિલ્લોલ બાગમેં સુબાસ લઈ લઇ. મેવાડકે-૪
ફુલ્યો વસંત બ્હાર બીજચંદ વીલસહી;
ખુશબો ચલે ચીમનમે બ્યારશો બહી બહી. મેવાડકે-૫
બંસીબારો સામરો કરે કુંજ કેલહી,
બ્રખુભાંન લલીસંગ નૃતનુ થેઇ થેઇ. મેવાડકે
બ્રિજ બાલહે બેહાલ જુગલ રૂપ નીરખહી,
કરે ગાન સુંદરતાંન તાલ માંન દઇ દઇ. મેવાડકે-૭
એસે બાગમે બીલાસ સદા શ્યામ ખેલહી,
દીખલાદે મુરત સાંવરે હીરદે રહી રહી. મેવાડકે-૮

---

# જન્માષ્ટમી ઉત્સવ.

## ધોળ ૮ મું.

(રાગ-શ્રીનાથજી તે છેલ બીરાજતાજો)

જેજે બોલો શ્રી ગોવરધનનાથનીજો,
બલીહારી શ્રી વલ્લભકુળ સાથનીજો. જેજે બોલો. ટેક
પ્રથમ શ્રી વલ્લભ પ્રભુને નમુ પ્રીતથીજો,
શ્રીવીઠ્ઠલનાથજીના ચરણ ચાહું ચિત્તથીજો.—જેજે. ૧

3८०८



એવા નાથની કૃપા તે મુજ શીર ધરીજો,
છપ્પન ભોગ લીલા ગાઉં પ્રેમે કરીજો.—જેજે. ૨
લાલબાગમાં સ્વરૂપ સઉ બીરાજીયાજો,
લીલા સામગ્રીના સાજ જહાં સાજીયાજો.—જેજે. ૩
વાગે વાજાં ને નગારખાનાં ગડગડેજો,
ઘોડા ગાડી ઘણાં ધાયચારટ આવી અડેજો —જેજે. ૪
સુંદર બાગ તે વૃંદાવન ગાજીયુંજો,
શોભા જોઇ વૈકુંઠ ધામ લાજીયુંજો,—જેજે. ૫
ચૈત્ર રામ નોમી દીન એ આણુંદ થયોજો,
શોભા સિંધુમાંથી સાર થોડામાં કહ્યોજો.—જેજે. ૬
ઓચ્છવ લીલા આરંભી આણુંદ ભેરથીજો,
નીત્ય નવી લીલા થાશે લીલા લ્હેરથીજો.—જેજે. ૭
સુદ દશમે તે નંદમહોચ્છવ કર્યાજો,
સઉ બાળકે તે વસ્ત્ર કેસરી ધર્યાજો.—જેજે. ૮
શ્રીનવનીતલાલ રત્ન પાલણે બિરાજીયાજો,
સોના પાલણે સ્વરુપ સહુ પ્રકાશીયાજો.—જેજે. ૯
ભારી શણુગાર પ્રભુને ધરાવીયાજો,
જન્મઅષ્ટમીનાં ભાવ મન ભાવીઆજો.—જેજે ૧૦
શ્રીવલ્લભ બાળ રત્ન માલ રૂપે શોભતાજો,
શ્રીગોરધનલાલજી તે રસ ભર્યા ઝૂલાવતાજો.—જેજે. ૧૧
શ્રીવહુ બેટી અતિ પ્રેમથી લડાવતાંજો,
લેતા બાળલીલા સુખ રહે ભાવતાજો.—જેજે. ૧૨
જન્મલીલાથી વ્હાલાને રીઝાવતાંજો,
કનકમણીના ખેલોને ખેલાવતાંજો.—જેજે. ૧૩
શ્રીદામોદરલાલજી શ્રીજસોદા રૂપે શોભતાંજો,
શ્રીનંદલાલને તે હાલરે હુલરાવતાજો.—જેજે. ૧૪
ગૂઢ ભાવ પ્રિય બાલને રમાડતાજો,
લઈ રમકડાં તે લાલને દેખાડતાંજો.—જેજે, ૧૫
ચાંદી ખેલોનાનીહાર ઝલકાયછેજો,
ઘોડા ગાય હાથી હંસ મોર સોભાયછેજો.—જેજે ૧૬
કેસર રંગ દધી ખેલ આંગણુ ખેલતાજો,
કીરતન ધોળ બધાઇ વૈષ્ણવ ગાવતાજો.—જેજે ૧૭

ગોપી ગ્વાલ મલી દધી માટ લાવતાંજો,
દધી ખેલમાં વિનોદથી ઉંડાવતાંજો.—જેજે ૧૮
થયો જન્મ ઉત્સવ આણંદ રૂડી રીતથીજો,
કહ્યો સાર સાર અલ્પ મતીથી કથીજો;
જેજે બોલો શ્રી ગોવરધન નાથનીજો.—જેજે ૧૯

# દાણલીલા તથા સાંઝીલીલા.

## પદ ઘોળ ૯ મું.

( રાગ-મેરે શ્રીનાથજી પ્યારે; દ્રગનસે હો જયું મત ન્યારે. )

અજબ છબ ખુબ લગે પ્યારી; બસે મેરે નેનન ગિરિધારી, ટેક.
લીલા બ્રીજકી રચી ભારી; બડે તુંમ ખ્યાલી હો બંનવારી. અજબ. ૧
એકાદશી દાંન લીલા ધારી; સાંકરી ખોર બની ન્યારી,
બન્યો ગિરિરાજ બલહારી; બને બ્રચ્છ ગીરી પર શુભકારી. અજબ ૨
બેઠે જંહા મોર સુકકારી; દેખો બહે શ્રી જમુનાકારી,
ખેલ મંચાવે ખેલારી, બિરાજે બ્રીજરાજ બેહારી. અજબ. ૩
આઇ બંન બંનકે બ્રિજનારી, થાટસો માટ શીરધારી,
પ્યારેકે નીકટ આય ઠારી. હારસોં નીરખ રહી ગ્વારી. અજબ. ૪
દાન લીલા હુઇ ઉજીયારી, સંજા સાંઝીકી તૈયારી,
દેખો નઇ લીલા બની ઘેરી; સાંઝી બંન કુસુમોખર હેરી. અજબ ૫
પીઠ પટ બીચ ચિત્રકારી, બેઠે નવનીત પ્રીયા લેહેરી,
ફુલ ડલીયા લે સકુમારી, ઠાડી સબ ગોપી મનુહારી. અજબ ૬
બિબિધ રંગ ફુલ ચિત્ર સારી, ચતુર બડ હે બ્રિજકી બારી,
સ્વરૂપ નિધ શોભા નીહારી, શ્રીવલ્લભકુળ રૂપપર વારી. અજબ ૭
બીડદરસંનકી પરત આરી નીરખ રહે લીલા નેંન ઠારી,
સુંદર બંનલીલા સીનગારી, દેખ સુર લલનાં જાત વારી. અજબ. ૮

# શ્રીગુસાંઈજીનો તથા દીવાળી, દેવદીવાળી, તથા વસંત પંચમીનાં ઉત્સવો.

## ઘોળ ૧૦ મું.

(રાગ—ચાલો વનજાત્રાનાં સુખ લીજેરે;)

આવો શ્રીનાથજીને નીરખીયેરે, સુંદર શ્રીમુખ જોઇને હરખીયે, આવો
મંગલ રૂપ શ્રીવલ્લભરાયરે શ્રીવીઠ્ઠલનાથ પ્રભુ સુખદાયરે,
એમની કૃપાથી લીલા જોવાયે. આવો શ્રી૦ ૧
લાલબાગમાં મનોરથ થાયેરે, રૂડા ઓચ્છવ મોટા મનાયેરે,
નિત્ય નવલ લીલા નીરખાય. આવો શ્રી૦ ૨
દ્વાદશી દીન મહા આનંદરે શ્રીગુસાંઇજીનો ઓચ્છવ સુખકંદરે,
જેવા પ્રગટયા શ્રીનંદાનંદ. આવો શ્રી૦ ૩
શ્રીગોરધનલાલ દામોદર રસભરીયારે, ધોતી ઉપર્ણાં કેસરી ધરીયારે,
નીરખે વૈષ્ણવનાં મન ઠરીયા. આવો શ્રી૦ ૪
શ્રીકૃષ્ણ જન્મનાં ભાવ પ્રગટતારે, તેહેવા સણગાર સામગ્રી ધરતારે,
પ્રસન્ન વદને પ્રભુને રીઝવતા. આવો શ્રી૦ ૫
સંઝા લેળા હટડી શોભાયેરે દીપ ઓચ્છવ દીવાળી કેહેવાયેરે,
હાટડી દીપ માળ ઝળકાયે, આવો શ્રી૦ ૬
સાથે દેવ દીવાળી સાજેરે, બાંધ્યો મંડપ પ્રમોદ કાજેરે.
તેહેમાં શ્રી નવનીતલાલ બિરાજે. આવો શ્રી૦ ૭
તેરસ દીવસે તે દરસન દીધારે, ફુલ તીઆંરી સુખ વાલે લીધારે,
વસંત પંચમીના ઓચ્છવ કીધા, આવો શ્રી૦ ૮
હવે સંજા સમય જ્યારે થાશેરે, હોરી ફુલ ડોલ નીરખાસેરે,
દરસન થાતા તે લીલા ગવાસે આવો શ્રી૦ ૯



# ફુલ ડોલનો ઉત્સવ.

## ખ્યાલ હોરી-રાગ કાફી [ધોળ ૧૧]

### (રાગ-બ્રીજમે હરી હોરી મચાઈ.)

રીતુરાજ બસંત મનાયો, આજ બ્રિજરાજ રીઝાયો, રીતુરાજ. ટેક;
શ્રીવલ્લભ ફુલ પ્યારે બડે હે રસીલે, ફુલ ઝુલા કુંજનમે સજાયો,
શ્રીનવનીતલાલ ફુલ ડોલ બિરાજે, શ્રીગોવર્ધનલાલે ઝુલાયો;
અતહી મન હરખ બઢાયો, રીતુરાજ બસંત મનાયો. આજ. ૧
નવરંગ સાજ સજી સનમુખ વ્હે, હીંડોર બસંત ખેલાયો;
ચુવા ચંદન ઓર અબીર અરગજા, ભર ઝોરી ગુલાલ ઉડાયો,
માનુ ભયો રંગ અંધીયારો. રીતુ૦ આજ. ૨
શ્રીનવનીત પ્રીય પ્યારો પ્રસન્ન હોતહે, શ્રી ગોવર્ધનલાલ સુખ પાયો,
બજત ઝાલ્લરી ડફ કિંનરી, બડી ધુમસો ધમાર ગવાયો;
ખેલ હોરીકો મચાયો. રીતુ૦ આજ. ૩
શ્રીગોસ્વામી બાલક સબ ડોલ ઝુલાવત, ઉછલીત પ્રેમ જનાંયો.
શ્રી વહુ બેટી સબ નીરખ રહેહે,શુદ્ધ ભાવ રસ છાંયો
સેવક જન મન હરખાયો, રીતુરાજ બસંત મનાયો. આજ. ૪



# જળ જાત્રા તથા કુંજ હીંડોરો.

## ધોળ ૧૨ મું.

### (રાગ-આજં આણુંદ નંદજીને ઘેરરે;)

આજ આણુંદ ઉર ન સમાયેરે, રુડી લીલા પ્રભુની નીરખાયેરે,
શ્રીગોરધનલાલજી મહારાજની મેહેરરે, થઈ રહી છે લીલા લેહેરરે. ૧
લાલબાગમાં મનોરથ થાયરે, દરશન કરવા વૈષ્ણવ વેગે જાયરે,
ચઇતર શુદ ચતુરદશી દીનરે, જળ જાત્રા લીલા દરશનરે. ૨
શ્રીજમનાજી શોભે રસાળરે, કમળ કુસુમ ફુલ્યા છે વિશાળરે,
ચંદન બંગલામાં શ્રીનવનીતલાલરે, આપ બીરાજયા શ્રીનંદલાલરે. ૩
શીતળ ભોગ સામગ્રી આરોગ્યારે, ગ્રિષ્મ રૂતુનાં સુખ સંજોગ્યારે,
વળી લીલા તે નૌત્તમ નીરખોરે, કુંજ હીંડોરો જોઇને હરખોરે. ૪

વૃંદાવનનાં વૃક્ષ રહ્યા ફૂલીરે, ફુલ કુંજલતા રહી ઝૂલીરે,
ત્યાંહાં ફૂલ હીંડોરો સજાવ્યોરે, ફુલ વૃક્ષ ઘટામાં શોભાવ્યોરે. ૫
જેવી કુંજ લતા શોભાયેરે, તેહેવી પક્ષીની શોભા દેખાયેરે,
શુક મોર કોકીલા બોલેરે, હંસ ચાત્રક સારસ ડોલેરે. ૬
વૃક્ષે વૃક્ષે પક્ષી ટહુકારેરે, બેઠા હીંચે હીંડોરાની ડારેરે,
સરોવર રૂપે શ્રીજમનાજી ભરીયારે, ત્રટે ત્રટે ગોપીજનો ઠરીયારે. ૭
મંદ મંદ પવન જહાં લેહેકેરે; નાના વિધની તે સુગંધ બેહેકેરે,
એવી લીલા તે વ્રજની સાજેરે; શ્રીવલ્લભકુળ સ્વરૂપો બિરાજેરે. ૮
શ્રી વહુ બેટીનો સાથ સોભાવેરે; લઈ પંખા ઉભા રહી વારેરે,
પ્રેમ પ્રીતથી લાડ લડાવેરે; ગૂઢ ભાવે પ્રભુને ઝુલાવેરે.
છે લીલા અલૌકિક ન્યારીરે; શ્રી વલ્લભ પ્રભુની બલીહારીરે,
થશે રથજાત્રા દરશંનરે; ભાગ્યવાન છે વૈષ્ણવ જંનરે. ૧૦

---

# રથજાત્રાનો ઉત્સવ.

## ઠુમરી ( ધોળ ૧૩ મું. )

### (રાગ-જલ ભરન જાત જમનાકે ઘાટ-એક થાટસે.)

દેખી સખી બડભાગ જીને બ્રિજબાગકી લીલા નીહાર લહરી, ટેક.
અગમ નરેશ ઘન ગરજ રહ્યો નભ, કારી બદરીઆ છાંય રહીરી. દેખી
શ્રીજમુનાત્રટ સુભગ લગત હે, જહાં બ્રીજ ભુમી હરીયારી ભઈરી દે-૨
કંચન રથમે બિરાજે નંદાનંદન; કરત ગવન બન લીલા જહીંરી. દે-૩
ધ્વજા કલસ રથપેં ઝલકત હે; તુરંગ ચપલ નાચે ચલત મહીરી દે-૪
શ્રીનવનીતલાલ સીનગાર ધરે; છબ અદભુત દેખો લનાત નઈરી. દે-૫
શ્રીવલ્લભકુલ સાથ સજે; મોર છલ્લ ચંવર નીજ હાથ ગહીરી. દે-૬
અબ્દાગીરી ઓર છત્ર ચમક રહે; ચંદ સુરજકી કિરન ઠઈરી. દે-૭
શ્રી બહુ બેટી સબ પંખા કરતહે શ્રીશ્રીજચંદ આનંદ દઈરી દે-૮
રથજાત્રા બ્રિજ બાગમે બિલસત; શોભા કી નહીં જાત કહીરી. દે-૯
અમર લોક લીલા નીરખી કરે; કુસુમ બ્રષ્ટિ બિમાન રહીરી. દે-૧૦
દરસ કરત વૈષ્ણવ બીરનશો; શ્રીમુખ સુંદર નીરખ લહરી દે-૧૧

# સરદ પુનમનો ઉત્સવ.

## ઘોળ ૧૪ મું.

(રાગ-ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ. એરી)

સરદ નીશા છે સોહાવનીરે લોલ; છે સોહાવનીરે લોલ,
રૂડી રાસ રમણુની એ રાત; બજે બાંસુરીરે લોલ.
સુણી ગોપીયો તે સુધ બુધ વીસર્યારે લોલ,
થાયે ઝંણુણુણુ ઝણુકાર; વૃંદાવનમાંરે લોલ. વંદાવનં૦ સુણી. ૧
મધ્ય નીશાયે સઉ સુંદરીરે લોલ, સઉ સુંદરીરે લોલ,
આવ્યાં વૃંદાવન બંસી બટ ચોક બજે. સુ૦ સરદ ૨
રાસ રચ્યો છે બ્રજ લાડીલેરે લોલ, બ્રજ લાડીલેરે લોલ.
રંગ ભર્યા રમાડયા બ્રજ નાર; બજે બાંસુરીરે લોલ. સરદ ૩
એવી લીલા નીરખો તે શ્રીજી ધામમાંરે લોલ, શ્રીજી૦
લાલબાગમાં છે રાસનો આનંદ બજે સુ૦ સરદ ૪

### સાખી ૧

ચઇતર માસની પૂનમે; થયો પૂરણુ ચંદ્ર પ્રકાશ,
શ્રી બ્રિજચંદની ઝળકી ચંદની, શીતળ સુખની રાશ;
તહાં રચ્યો છે રાસ બીલ્લાસ, બજે. સુણી સરદ
ચોકમાં સજાવ્યો, સુંદર ચોતરેરે લોલ, સુંદર.
નવ ચોકીએ બીરાજ્યા નવનીતલાલ, બજે. સુ૦ સરદ ૧
હીરા મોતીનાં સીંનગાર છેરે લોલ- સીનગાર.
સીર મોર મુગટ ઝળકાય, બજે સુણી સરદ ૨
છે ચતુર સુજાન શ્રી ગોરધનલાલજીરે લોલ, ગોરધન.
ધરી બંસી નવનીત પ્રભુ હાથ; બજે. સું૦ સરદ ૩
પટ ચિત્રમાં લીલા તે રૂડી નીરખીયેરે લોલ રૂડી
માંહે બીરાજે છે રાસ તદરૂપ; બજે. સુ૦ સરદ ૪

### સાખી ૨ જી.

બે પાસે સુંદર શોભતા, શ્રીગોપીનાં વૃંદ;
વિવિધ વાજીંત્ર લઇ હાથમાં, કરે ગાન મધુર સુરછંદ.
માંહે મોરલી બજાવે બ્રિજચંદ. બજે. સુ૦ સરદ

રમે મંડલ કરી જુગલ જોડથીરે લોલ, જુગલ જોડથીરે.
એ ગોપીની વચમાં શ્રીનાથ. બજે. સુ૦ સરદ ૧
વળી કુદડી ફરે છે, પ્રિયા સાથમાંરે લોલ, પ્રિયા સાથમાંરે લોલ.
કોઇ સુંદરીને લઇ વેણું વાય; બજે. સુ૦ સરદ ૨
લાલ મોરલી બજાવે રસ તાંનમાંરે લોલ; રસ તાંનમારે લોલ.
ગોપી નાચે કરે છે કોઇ ગાન. બજે. સુ૦ સરદ ૩
ઝાંઝ બજાવે કોઈ બાંસુરીરે લોલ, કોઇ બાંસુરીરે લોલ;
કોઇ સારંગી સતારમાં લે તાંન. બજે. સુ૦ સરદ ૪

સાખી ૩ જી.

હારમોનીયમ મૃદંગ કોઇ મંજીરા, કોઈ બીંનમાં થઇ ગુલતાન;
જુંગલ ભેરી બાંકા લઈ, કોઇ બજાવે ડફ દઇ કાન,
તહાં બિરાજે છે લલીત ત્રીભંગ, બજે. સુ૦ સરદ
શણગાર ઝલકે છે શ્રી અંગમારે લોલ. શ્રી અંગમાંરે લોલ,
નટ ભેખ ધર્યો છે નંદલાલ. બજે. સુ૦ સરદ ૧
મોર મુગટ શીર શોભતોરે લોલ, શીર શોભતોરે લોલ.
ચરણે ઘુંઘરીનો ઝંમકાર, બજે. સુ૦ સરદ ૨
કરે નૃત્ય ધીકૃ તાંગ વિવિધ તાલમાંરે લોલ, વિવિધ.
રસ સિંધુમાં ઝીલાવે વ્રજનાર; બજે. સુ૦ સરદ ૩
અદ્ભુત લીલા છે શ્રીનાથનીરે લોલ, શ્રીનાથનીરે લોલ;
છે શ્રીવલ્લભ પ્રભુની બલીહાર. બજે. સુ૦ સરદ ૪

સાખી ૪ થી.

શ્રીવલ્લભકુળ આપ બિરાજતા, શ્રી વહુ બેટી શોભે એક હાર;
અનુપમ આભુષણ અંગે ધર્યા, કરે આરતિ શ્રીગોવર્ધનલાલ.
સઉ બાળકોને હાથ સેવા સાજ. બજે. સુ૦ સરદ ૫



# અક્ષય તૃતિયા તથા શાવન ભાદોલીલા.

## પદ ૧૫ મું.

(રાગ—મલ્હારની; તાલત્રિપટ.)

ઝુકી રહીહેં લીલા બ્રીજ જોર જોર, ઝુકી રહીહે. ટેક.
અક્ષયતીજ ઉત્સવ નીરખાયે, ભઇ પતીપદ લીલા ભોર ભોર, ઝુકી. ૧
ચંદન સિંગાસનપેં પ્રીય રાજત, છાંપ પુષ્પલતા ચહુ ઓર ઓર. ઝુકી. ૨
સુગંધ ફોંવારે ખુબ છુટત ભુવનમેં, બની બરખા ઝરન ઝક ઝોર ઝોર, ૩
શીતલ ભોગ સજે ધરે ચંદન, કીયે મલીયાગરકી ખોર ખોર. ઝુકી. ૪
શ્રીમુખ શોભા સુંદર લગતહે, બ્રિજચંદ લેત ચિત્ત ચોર ચોર, ઝુકી, ૫
ગ્રિષ્મ રીતુ બિલસત જહાં પ્યારો, આઇ પાવસ રીતુ તહાં દોર દોર. ૬
ઓચક ગગનમેં બીજલી ચમકી, બાદરવા ગરજન લગે ઘોર ઘોર, ૭
તહાં બોલન લાગે પપઇઆ ચાત્રક, દાદુરવા બરકન લગે ઠોર ઠોર. ૮
કોયલીયા કુંહુંકત કુંજનમે, તેસે મોરૂવા કર રહે સોહોર સોહોર. ૯
ન્હેની ન્હેની બુંદન ઘન બરસતહેં, બને સઘન લતા રસ બોર બોર. ૧૦
સાવન ભાદોં અજબ ઝર લાગે, શ્રીબ્રિજલીલા સીર મોર મોર. ૧૧



# વસ્ત્ર હરણ લીલા.

## પદ ૧૬ મું. (બનજારો)

(રાગ-ઢુંઢત ડોલે રાધા પ્યારી, સખી કહુ દેખે કુંજબીહારી.)

તેરી લીલા લગતહે પ્યારી, બલહારી ગોવરધનધારી, ટેક.
બનલીલા નઈ બનાઈ, ચીર હરણુ રમણુ મન લાઇ;
બડે ચતર આપ બનવારી, બલહારી ગોવરધનધારી. તેરી૦

### સાખી ૧ લી. (ઢુંઉંચી)

બ્રિજબાગ આજ બાંનક બન્યો, જહાં કમલ તલાઇ નીર,
સરોવર રૂપ શ્રીજમુના ભઇ, ત્રટ બન્યો કદંબ ગંભીર;
દીયો ચીર ઘાટ સીનગારી. બલહારી. તેરી૦

ચાલતો રાગ.

નીર તીર કદંબકી ડાલા, બીચચોકી સુંદર રસાલા,
તહાં રાજે શ્રીનવનીતલાલા, અંબુજ જલ ઝલકે બીશાલા;
જહાં ન્હાત ગોપી વ્રતધારી. બલહારી૦ તેરી૦

**સાખી ૨ જી. (ઉંચી)**

ત્રટસોં ચીર હરે શ્રીનાથને. ધર દીયે કદંબકી ડાર,
જલ બીચ ગોપી સબ ચિત્રસી, ચકત રહી નીહાર;
કરે બીનતી લાજકી મારી, બલહારી૦ તેરી૦

ચાલતો રાગ.

નેંનનસોં નેંન નીહારે; ભયે પ્રસન્ન નંદ દુલારે;
બરબસન સબન દેડારે; બ્રત ફલકી સેંન દઇ પ્યારે;
સુખ મીલેં સર્દ સુકુમારી. બલહારી૦ તેરી૦

**સાખી ૩ જી. (ઉંચી)**

શ્રીબલ્લભકુલ લીલા રચે; રીઝવત શ્રીનંદલાલ,
બૈષ્ણુવ કોં સુખ દેતહે; પ્રભુ બડે હે પરમદયાલ.
દરસનકી ભીર હે ભારી. બલહારી૦ તેરી૦

ચાલતો રાગ.

બૈષ્ણુવ દરસનકોં ધાવે; જય જય કર દોરત આવે,
દેખ લીલા આનંદ ખુબ પાવે, નંદલાલ નીરખ બલજાવે.
શ્રીબલ્લભકી સદા બલહારી· બલહારી૦ તેરી૦

# છપ્પનભોગ આરોગવા બિરાજેલા સ્વરૂપોની શોભાનું વર્ણન.

## ધોળ ૧૭ મું.

**(રાગ-ઉત્તમ વ્રત એકાદશી સાહેલીરે,)**

શ્રીવલ્લભ પ્રભુજીને વીનવું, સાહેલીરે;
કરો કૃપા શ્રીવીઠ્ઠલનાથ, લીલારે રૂડી નીરખીયે. સાહેલીરે. ૧
ધન ધન શ્રીગોવર્ધનલાલને, સાહેલીરે;
ધન શોભે વલ્લભકુળ સાથ, લીલારે રૂડી નીરખીયે, સાહેલીરે. ૨

સઉ બાળક અતિ રંગ રસે ભર્યા; સાહેલીરે.
શોભા સમુદ્ર છલકાયે, લીલારે રૂડી. સાહેલીરે. ૩
શ્રીગિરિરાજ ધરણુને મંદીરે; સાહેલીરે.
યજ્ઞ મનોરથ થાયે, લીલારે રૂડી. સાહેલીરે. ૪
ચઈતર વદ તિથિ ભલી, સાહેલીરે.
છપ્પન ભોગ ભરાયે, લીલારે રૂડી. સાહેલીરે. ૫
શ્રીગોવરધનનાથજી બિરાજતા; સાહેલીરે.
નિધિ સ્વરૂપ ઝળકાયે, લીલારે રૂડી. સાહેલીરે. ૬
શ્રીમથુરાનાથજી પધારીયા; સાહેલીરે.
એમને માન ઘણેરા અપાય, લીલારે રૂડી. સાહેલીરે. ૭
સઉ સ્વરૂપ શ્રીજી સંગે શોભતા; સાહેલીરે.
વામ દક્ષણુ સુખરાસ, લીલારે રૂડી. સાહેલીરે. ૮
શ્રીમથુરેશ ને દ્વારિકેશ છે, સાહેલીરે.
શ્રીનવનીતપ્રીય પ્રભુ પાસ, લીલારે રૂડી. સાહેલીરે. ૯
શ્રીવિઠ્ઠલનાથજી સોહામણા; સાહેલીરે.
શ્રીશ્યામા સંગ આનંદ, લીલારે રૂડી. સાહેલીરે. ૧૦
શ્રીગાદી સ્વરૂપ બિરાજીયા; સાહેલીરે.
શ્રીગોકુલેશ ગોકુલચંદ, લીલારે રૂડી. સાહેલીરે. ૧૧
શ્રી બાળકૃષ્ણજી બાઝુવા, સાહેલીરે.
પલનાં ઝુલે નંદ ધામ. લીલારે રૂડી. સાહેલીરે. ૧૨
શ્રી મદનમોહન પ્રભુ મનહર્યા, સાહેલીરે.
શ્રીનાથ સાથનિધિ સાત. લીલારે રૂડી. સાહેલીરે. ૧૩
જુગને સ્વરૂપથી શોભા બની. સાહેલીરે.
રાજ રીતે સઉ સાથ. લીલારે રૂડી. સાહેલીરે. ૧૪
રાજ લીલા સુંદર સજી, સાહેલીરે.
જેવા ભોગ તેવા શણુગાર. લીલારે રૂડી. સાહેલીરે. ૧૫
શ્રીગોવર્ધનલાલજી લડાવતા, સાહેલીરે.
વાલા ચતુર છે ગુણુના ભંડાર. લીલારે રૂડી. સાહેલીરે. ૧૬
સઉ બાળક શોભે છે મલકતા, સાહેલીરે.
શ્રી વલ્લ બેટીને હરખ અપાર. લીલારે રૂડી. સાહેલીરે. ૧૭



# નિંધિ સ્વરૂપોનાં શૃંગારનું વર્ણન.

## ધોળ ૧૮ મું.

( રાગ-પુનમ ચાંદનીનો. )

શ્રીમુખ નીરખો સુંદર શ્રીનાથનારે, પ્યારો લાગે પુરણ શ્રીબ્રીજચંદ,
વ્રજરમણ મન હર્ણ શ્રીનંદલાલછેરે, રાજ વૈભવની શોભા રસાળછેરે.
લાડલડાવે શ્રીવલ્લભકુળનાં બાળ, વ્રજ૦ મન૦ શ્રીનંદલાલછેરે,
શ્રીમુખ નીરખો સુંદર શ્રીનાથનારે.

**સાખી ૧ લી.**

શ્રીનાથ પ્રભુને લડાવતા, શ્રીગોવર્ધનલાલ મહારાજ,
છપ્પન ભોગ લીલા રચી, રીઝવે શ્રીબ્રિજરાજ.
લીલા સ્વરૂપો મંદીરે પધરાવીયારે, શ્રીમથુરાનાથજીને દીધા બહુમાન.
વ-શ્રી૦

**સાખી ૨ જી.**

નિધિ સ્વરૂપ સંગે લઈ, બિરાજે ગોવર્ધનનાથ,
છપ્પન ભોગ આરોગતા, લીલા સહીત શ્રીસાથ.
સાજી સામગ્રી શ્રી વલ્લભકુળ લાડીલેરે, રસ સમુદ્ર ભર્યો છે ભરપુર. વ-શ્રી૦

**સાખી ૩ જી.**

શ્રી અંગ પ્રભુનાં નીરખીયે, ગૌર સ્યામ અભીરામ,
શ્રીનાથ શ્રીમથુરાનાથજી, શ્રી દ્વારીકેશ છે સ્યામ.
ગોરા નવનીતલાલ વિઠ્ઠલેશછેરે, સઉને બીરાજે છે શોભીતા શણગાર૦વ-શ્રી૦

**સાખી ૪ થી.**

શણગાર ધર્યાં છે શોભતા, અનુપમ આભ્રણ અંગ,
હેમ હીરા મુક્તામણી રત્ન ખચીત નવરંગ.
મોર ચંદ્રીકાનાં મુગટ છે હળકતારે, કરે શોભા સાથે ઝગકેસિશ ફુલ વ-શ્રી

**સાખી ૫ મી.**

શીર પેચ હીરાનાં જળહળે, કલગી તોરા ઝળકાય,
મુક્તા લડ ખુંપી રહી, લીલા મણિ લળકાય;
અલકાવલી સંગે તીલક શોભા બનીરે, વાંકી વેણી શણુગારી ભલીભાત. વ-શ્રી

**સાખી ૬ ઠી.**

નક વેસર અધરે રહ્યાં, હીરા ચિબૂક ચમકાયે;
કુંડળ કાને શોભતા, રત્ન પ્રભા પ્રસરાય,

જામા ઝરકસી શ્રીઅંગે ઝગમગેરે, સુંદર પટકા રચ્યા છે સુરંગ. વ–શ્રી.

સાખી ૭ મી.

શ્રીકંઠે કંઠેસરી, હેમ રતનની હાંસ;
રાજમણિ મહા રત્નનાં, પડે અતી પ્રકાશ,
હીરા પંક્તિઓનાં હાર ઉરે ધર્યારે, ચંદ્રહાર મોતી ગુંજાની છે માળ. વ–શ્રી.

સાખી ૮ મી.

હીરા બાજુ હાથ છે, ફૂંમતડા ફરકાય;
કર કંકણ પોહોંચી સાંકળા, કનક કડાં શોભાય,
સહસ્ર કીરણુની મુદ્રીકા ચમકતીરે, તારા મંડળનાં ઉડે છે તરંગ વ–શ્રી.

સાખી ૯ મી.

પીતાંબર કટીયે ધર્યા, કાછ કછયો છે સાર,
પટ પીતની અતિ ચમક છે જાણે ચપળા કરે ચમકાર;
કટી મેખળા કટીએ છે ઢળકતીરે, ચરણે નેંપુર ને ઝાંઝરના ઝમકાર. વ–શ્રી.

સાખી ૧૦ મી.

પાયલ બીછિવા પાનીયે, ચરણ કમળ શણગાર.
નખચંદ્ર છટા ફેલી રહી, અગણિત ઇંદુની હાર;
પુષ્પહાર કંઠે કમળ કુસુમની માળછેરે, ધરી ગુલાબ છડી બંસી સોહે હાથ.
વ–શ્રી.

સાખી ૧૧ મી.

શ્રીમુખ શોભે છે મલકતા, મૃગ મદ કેસર ભાલ,
ભ્રગુટી કાંમ સર ચાંપ છે, નેત્ર ચપળ અનીચાર;
શ્યામ અલકની લટ બે ઝુકી રહીરે, તેતો દીપાવે છે શણગારનાં સાજ વ–શ્રી

સાખી ૧૨ મી.

નાસિકા નિરમળ નીરખીએ, જુગલ કપોલ ઝળકાય,
કમળ પત્ર શોભી રહ્યાં મૃદુહસન મનભાય;
શ્રીમુખ હસતા ગાલે ખંજન પડતા દીઠડારે, મીઠડા લાગો સરવે અંગેથી
શ્રીનાથ. વ–શ્રી.

સાખી ૧૩ મી.

નખ શીખ પ્રભુને નીહાળીએ, બિરાજે શ્રીવલ્લભકુળ બાળ,
અદ્દભુત શોભા શ્રીધામની, જોઇ નિજજન થાય નીહાલ;
છે અલૌકીક લીલા શ્રીનાથનીરે, હરખી નીરખીને જઇએ બલીહાર. વ–શ્રી.



# છપ્પન ભોગની સામગ્રીનું સંક્ષિપ્તમાં વર્ણન.

## ધોળ ૧૯ મું.

( રાગ-બરાનપુરી. )

શ્રીવલ્લભપ્રભુને લાગું પાય, સમરૂં શ્રીવિઠ્ઠલસુખદાય,
નમું જમુનાજી માંય, રહેજો હૃદયેવસી, ૧
વસો હૃદયે શ્રીબ્રિજરાજ, પુરો નીજ સેવકનાં કાજ,
ગાવું લીલા સુંદર તાજ, છપ્પનભોગ તણી. ૨
આ ભારત ભૂમિ માંય. શ્રીનાથ ધામ સોહાય,
પૂરણ પુરષોત્તમ નીરખાય, રાજે ગોવર્ધનનાથ. ૩
જ્યાં છે આનંદ અપરંપાર સેવે વલ્લભરાજકુમાર,
થાયે ઓચ્છવ હારોહાર, લીલાં નવીરે નવી. ૪

### સાખી ૧ લી

લીલા નવી જહાં નીરખીએ, છપ્પન ભોગના સાજ,
લાલબાગમાં જાણીયે, મનોરથ મોટો આજ.

મોટો મનોરથ છે ભારી, યજ્ઞ લીલા એ છે ન્યારી,
શ્રી વલ્લભકુળની બલીહારી, ભલી રચના રચી. ૧
સવંત ચંદ્રનંદ જાણુ, રસ શંકર મુખ પ્રમાણુ,
ચૈત્ર વદ સાતમ વખાણુ, મહા ઓચ્છવ થયો. ૨
દર્શન કરવા અગણિત લોક, આવે વૈષ્ણવ થોકાથોક,
ભીડ ભારે મારગ ચોક, મહા મેગારે ભર્યો. ૩
નથી મારગમાં કંઇ માગ, લોક ભરાયાં અથાગ,
આગળ જાવા નથી લાગ, જેવો સમુદ્ર ભર્યો. ૪

### સાખી ૨ જી.

જન સમુદ્ર ગરજી રહ્યો, દિસે નાના વિધ રંગ,
આભુષણ સુંદર પહેરીઆ, વાધ્યો અતિ ઉમંગ.

આવ્યા ઉમંગે નરનાર, દરસણ કાજે શ્રીજી દ્વાર.
આવ્યા રાણાને સરદાર, તજીને અહંકાર. ૧
વૈષ્ણવ મંડળ કીર્તન કરતા, અતિ આણુંદ ઉરમાં ધરતા,
મળી સોહાગણો ગાતા. ગીત મંગળ બહુ. ૨

થાય આનંદનો બહુ સોર, દરશન ખુલ્યા પેહેલે પ્રહોર
જન કરતાં સોર બકોર, વાગ્યાં વાજારે ઘણાં. ૩
વાગી નોબત ગડગડાટ, લોકો દોડે ધડધડાટ.
જય જય કરતા સોધે વાટ, દરશન કેમ થશે. ૪

## સાખી ૩ જી.

દર્શન સૌને થાય છે, છે પ્રભુ પરમ દયાળ;
શ્રીગોવર્ધનલાલ આજ્ઞા કરે રાખે સૌ સંભાળ,
સેવક સંભાળીને લેતા, દુઃખી થાવા નહી દેતા,
સમાધાની ફરતા રહેતા, દર્શન સુખથી થતા; ૧
કરે સ્વરૂપની સૌ ઝાંખી, નીરખે મનમાં ધીરજ રાખી,
શ્રીગોવર્ધનલાલે લીલા દાખી, ઘણી કૃપારે કરી. ૨
શોભે સામગ્રી અપાર, શું વરણીએ પ્રકાર,
રચી નાના વિધની હાર, જોઇ ચકીત થયાં. ૩
માંખણ મીશ્રી લીલા મેવા, ભર્યાં પાત્ર શોભે જેવા,
પ્રભુને ભાવે સુંદર તેવા, સજ્યાં નીકટ સહુ. ૪

## સાખી ૪ થી.

અનાર દ્રાક્ષ દીપી રહ્યાં નારંગી રૂડે રંગ,
આંબાફળ સીતાફળ સજ્યાં, જામફળ કેળાં સંગ;
મેવા વિધવિધના શોભાય, સોના પાત્રોમાં ઝળકાય,
વળી સામગ્રી છે ત્યાંય, દૂધ ઘરની બહુ, ૧
બરફી પેંડા કેસર રંગ, ખુવા લાડુ છે તે સંગ,
સાજ્યા ધરીને ઉમંગ, મીઠો માવોરે ધર્યો. ૨
અનસખડીની શી ખોટ, મોટા ઠોર તણા છે કોટ,
સાજ્યા એક એકની ઓટ, ઝાઝી જુગત થકી. ૩
મહેસુર મોહનથારને મઠડી સક્કરપારા સાથે ચપડી,
એવી અગણિત છે અનસખડી, પકવાન ઘણાં ૪

## સાખી ૫ મી

પકવાન દીસે બહુ ભાતનાં, એક ઘઉંનાં પ્રકાર કહેવાય,
છપ્પન વસ્તુ સાજી ધરી, નોતમ નહીં ઓળખાય;
ઓળખ્યા ગુંજા મોટા ધારી, સાથે સંજુરી છે ભારી;
એવા માવાની છે પ્રારી, તવા પુરીરે રચી. ૧

શ્રીખંડ બાસુદી રૂપાળી, જોયાં દૂધપાક ત્યાં ભાળી,
રચી પુરી ને સુંવાળી, સેવ ખીર સજી. ૨
આંબા રસ કેસરી ધરીયા, સોના કટોરામાં ભરીઆ,
પોળી ઉપર ઘ્રત ઢરીયા, માંહે મેવોરે ભળ્યો. ૩
અનસખડી છે બહુ જાત, રચી ન્યારી રૂડી ભાત,
તેવી સખડી શોભે સાથ, સું વરણી કહું. ૪

**સાખી ૬ ઠ્ઠી.**

સખડી ઘણી શું વરણીયે, છે સાગ સધાના અપાર;
દાળ કઢી કઠોળનાં, ધર્યા કુંડા હારો હાર,
હારો હાર ઘણી શોભાય, સખડી અનસખડી નીરખાય,
નહીં ગણાય, નવ ઓળખાય, જેહેવો સાગર ભર્યો. ૧
અપાર સામગ્રી છે જહાંય, નજરે જોતાં નહીં પહોંચાય,
સહેસ્ત્ર મુખથી હારીજાય, કવી શું રે કથે. ૨
વચે ચોક છે ચીત્રાકાર, મધ્ય ગિરિરાજ નીરધાર,
ધ્વજા શોભે ઉપર સાર, તુલસી માળારે ધરી. ૩
છુટે સુગંધ ધમધમાટ, પાંનબીડાનાં છે તાટ,
બરાસ કસ્તુરીના થાટ, પુષ્પ બેહેકીરે રહ્યાં, ૪

**સાખી ૭ મી.**

શીતળ શ્રીજમુનાજળ તણા, માટ ભર્યા છે ખાસ,
રત્ન કનક ઝારી ભરી, ધરી સાત સ્વરૂપની પાસ;
જહાં બિરાજે સુકુમાર, શ્રીવલ્લભકુળ તણો પરિવાર,
પેહેરી આભુષણુ શણુગાર, શોભા અનુપ બની.



# છપ્પન ભોગની શોભાનું વર્ણન.

## ધોળ ૨૦ મું.

(રાગ-લાવણી)

શ્રીનાથ આજ બ્રિજરાજ લગત હો પ્યારે;
શ્રીનવનીતલાલ હે મેરે નેંનનકે તારે, ટેક.
કરો છપ્પન ભોગકે ભોગ આરોગત નીરખું,
મીલ સાત સ્વરૂપ નિધ સાથ દેખ જીય હરખું. ૧

ગોલોક ધામ યહ બન્યો અનુપમ ભારી,
આજ દરસ કરત નિજ સેવક જાત હે વારી. ૨
પ્રભુ નીકટ રાજ મહારાજ વલ્લભકુલ બાલા,
સોહે પવિત્ર પરિકર નીરખ હોત નીહાલા. ૩
રાજતીલક ગોવરધનલાલ, બાલક સંગ રાજે,
દેખ દામોદરલાલ સકુમાર, મદન મન લાજે. ૪
ઓર સ્વરૂપ બિરાજે સંગ નામ કહુ ન્યારે, શ્રીનવનીત—શ્રીનાથ૦

**ચોક ૨ જો.**

શ્રી ગોપેશ્વરજીલાલ સાથ નીજ બંધુ,
કોટાકે શ્રી રણુછોડલાલ દયાકે સિંધુ, ૧
શ્રી બાલકૃષ્ણુ હે રસાલ લાલસંગ શોભે,
શ્રી દ્વારિકેશ લાડીલે નીરખ મન લોભે. ૨
કોટાબારે મહારાજ ગોપાલલાલ શ્યાને,
મથુરાકે શ્રી ગોપાલલાલ રસીલે જાને ૩
શ્રી ગિરધરલાલકી ઓર ગોદ સુખરાસી,
શ્રી બલ્લભલાલજી લાલ શેરગઢવાસી. ૪
મુંબાઇકે શ્રી ગોવર્ધનલાલ જુગલ મીલ ઠારે. નવનીતલાલ-શ્રીનાથ.

**ચોક ૩ જો,**

શ્રી બહુ બેટી શોભીત, સાથ સબ જોરે,
કહું બરની સુંદરનામ, જાન લો થોરે. ૧
રાની બહુજી ઓર, મોસીંજી હે જોરે,
જરતાર ઓઢેં, પટચીર બિરાજત ઓરે. ૨
શ્રી ભાગિરથી બહુજી સાથ, રાજત બેનાંજી,
લક્ષ્મી શોભા બેટી ઓર જશોદા લાલી જાની. ૩
ચંદ્ર કાંતિમતિજી, કુન્નાલાલી શોભાને.
જેહી જાને પરેસોં કહે, યેહિ જનાંને. ૪
સબ પરિકર રાજેહાર, નાથ નીંહારે,
લે પંખા ચંવર મોરછલ, પ્રભુકોં બારે. ૫
યહ શોભા દેખ સુરરાજ મુદિત મન હારે. શ્રી નવનીતલાલ-શ્રીનાથ. ૩

**ચોક ૪ થો.**

પ્રભુ ભોગ આરોગી રહે, રાજ રસ ધીરા,
અછવાય કીનેં જલપાંન લેતહેં વીરા. ૧

શ્રીવલ્લભકુલ કર લેલે, બીરી ખવાવે,
નિજનિધિ સ્વરૂપ સંગ, ગૂઢ ભાવ રસ પાવે. ૨
ભયેસમય આરતી સજી, બડી ઝલકાઇ,
શ્રીગોવર્ધનલાલ બારતે, શ્રીમુખ મલકાઇ. ૩
તબ બજે નગારે ખુબ જોર, ઘોર ગરજાઇ,
ઓર બજે રાજ બાજીંત્ર, બહોત સરનાઇ. ૪
તહાં તોપ બંદુકકે હોત ધડાધડ ભ્હારે. શ્રી નવનીતલાલ-શ્રીનાથ ૪

**ચોક ૫ મો.**

કીરતનીએ કીરતન કરે લીલા રસગાવે,
બજે ઝાંઝ મૃદંગ રસાલ, સુનત મન ભાવે. ૧
આરતવારિકે દોષ દૃષ્ટિ, તબ ટારે,
નોછાબર કર લે મોહોર, મોતી દે ડારે. ૨
દરશનકી હોતહેભીર, વૈષ્ણવ ચિલ્લાતે,
જ્યોં ગૈયા બછેયાં દેખ, પ્રભુ મુસીકાતે. ૩
યહ લીલા અલૌકીક નીરખ દેવ સબ હરખે,
વૈમાન રહીકે કુસુમ સુમન ખુબ બરખેં. ૪
નિજ જન યહ લીલા ગાઇ, દરસદીલ ધારે. શ્રી નવનીતલાલ-શ્રીનાથ. ૫

---

# શ્રીનાથજીની સ્તુતિ.

## ધોળ ૨૧ મું. (અંતરલાપિકા છંદ)

### (રાગ-શ્રીગોકુળચંદ લાગોછો વ્હાલા.)

**શ્રી** જીરે તમને નીરખ્યા રૂદે ધારી,
**ના** ગર નંદલાલ છો ગિરિધારી. શ્રીજી૦ નાગર—ટેક.
**થ** યારે વળી કાજ પૂરણ કરશો,
**જી** વના દોષ નહીં જોશો. શ્રીજી૦ નાગર૦ ૧
**ના** થતમે સત્ય વચન દીધા,
**વ** લ્લભ પ્રભુ હાથ શરણુ લીધા શ્રીજી૦ નાગર૦ ૨
**હા** થ ગ્રહી સોંપ્યા છે તમને,
**લા** વોરે દયા દૃષ્ટે જુવો હમને. શ્રીજી૦ નાગર૦ ૩

શ્રી જીરે મ્હારૂં મન તમમાં રાખો,
ગો કુળ વ્રજલીલા સદા દાખો. શ્રીજી૦ નાગર૦ ૪
ર હું નીત પુષ્ટિ ભક્તિ માંગું,
ધ રે કરણે વિનતી ચરણે લાગુ. શ્રીજી૦ નાગર૦ ૫
ન વલ તમ ધામ લીલા ગાઇ,
લા ગોરે વ્હાલા સુંદર વ્રજરાઈ. શ્રીજી૦ નાગર૦ ૬
લ ડાવ્યા શ્રી વલ્લભકુળ રાજે,
ના નાવિધ વ્રજ લીલા સાજે. શ્રીજી૦ નાગર૦ ૭
ભ લા ભલા ભોગ આભ્રણુ ધરીયા,
ગિ રિવરધરલાલ પ્રસન્ન કરીયા. શ્રીજી૦ નાગર૦ ૮
નિ ધિસંગ શોભા બની સારી,
શ્રી ને ધર્યા ભોગ છપ્પન ભારી. શ્રીજી૦ નાગર૦ ૯
દે જો એવા સુખ સદા વ્હાલા,
વ લ્લભ પ્રભુ કાનીથી નંદલાલા. શ્રીજી૦ નાગર૦ ૧૦
કા રજ એવા વિનતી કરી માંગુ,
બે ઉ કર જોડી ચરણે લાગું. શ્રીજી૦ નાગર૦ ૧૧
ટી પે ટીપે લીલા સાગર દોહી,
જી વનરસ રચના રચી જોઇ. શ્રીજી૦ નાગર૦ ૧૧

આ ગાયનની દરેક લીટીનો પ્રથમ અક્ષર એક એક લઇ વાંચવાથી રચનારનું નામ નીકળે છે.

## શ્રી છપ્પન ભોગલીલા સંપુર્ણ.

### દુહા.

લીલારસજો સિંધુકી, બુંદઅહિમહાભાગ,
સાર સાર લીલા રચી, લિનોહે શ્રમ અથાગ. ૧
ભગવદ્જિન હિતકારણે, કીનો ગ્રન્થ પ્રકાશ,
પ્રેમ પ્રિતસોં બાંચીયો બૈષ્ણવ જન સુખરાસ. ૨

इति शुभम्.

# પ્રસ્તાવીક ગાયનો.

## ગાયન ૧ લું

(રાગ-માઢ)

શ્રી નવનીતલાલ રૂપાળા, શ્રીનાથ રસાળા, છો નંદલાલા,
પ્રાણતણા આધાર પ્રાણ૦ મારા૦ શ્રીનવનીત શ્રી૦ ટેક.
શ્રીવ્રજવલ્લભ તમે આવી બિરાજ્યા, મેવાડ દેશ મોઝાંર,
શ્રીગોવર્ધનલાલજી વ્હાલા તમને દામોદરલાલ ઉરહાર,
ઘણા લાગોછો વ્હાલા, લાલછોગાળા, કામણગાળા,
પ્યારા શ્રીગિરિધાર--મારા--શ્રીન૦ ૧
વ્રજવાસીને લાડ લડાવ્યા, લડાવો શ્રી વલ્લભકુળ બાળ,
શ્રીમુખચંદ આનંદ દેખાડો, હું નિરખી થાવું નીહાલ,
પ્રભુ કુંજબિહારી, લીલા છે ન્યારી, શોભા ભારી,
જાવું સદા બલિહાર--મારા--શ્રીન૦ ૨
શ્રીગિરિધર રસરૂપ નિરખતા, શીતળ થાય શરીર,
શ્રીવલ્લભની કૃપા થકી મુજ હ્રદે વસો બલબીર,
તન તાપ બુઝાવું, આણંદ પાવું, લીલા ગાવું,
છો નિજજનના આધાર--મારા--શ્રીનવનીતલાલ૦ ૩

## ગાયન ૨ જું.

(રાગ--ભૈરવી.)

શ્રીજી હરકે મોહે બીરમાઈ, શ્રી ગિરિધર બ્રિજરાઇ. શ્રીજી-ટેક.
મૃદુ હસની બસ ગઇ મનમેરે તોરી તીરછી નજરોસે ગભરાઈ. શ્રી ૧
મોહની મુરત, તોરી સાંવરી હે સુરત, દેખ બદન મેરો જીયા લલચાઈ. ૨
જુલ્મ જાદુકર મન હર લીનોં કીંનો ગજબ મોય જગસે બ્હેલાઇ. શ્રી. ૩
સુખ ચાહત ત્યોં, દુઃખ પાવતહોં, જ્યોં જલ બીન મીન બીલખાઇ. શ્રી. ૪
ભઇ સો ભઇ કૃપા અબ કીજે, લીજે સરન સુખલાઈ, શ્રી. ૫
બાંહ પકર પ્યારે દરસ પરસ દે. નિજ કીંકરી તાપ બુઝાઇ, શ્રી. ૬

## ગાયન ૩ જું.

### પદ.

રાગ–પીલુ. ( અંતર લાપીકા, )

શ્રી બલ્લભ ચરણુ સુધા સુખદાઈ, ટેક.
જી વન દેવી રસ પિવત અઘાઇ;
શ્રી બીઠ્ઠલનાથ પુરણુ રસ બરખે,
ન વઘન સ્યામ સુંદર પ્રગટાઈ. શ્રી બલ્લભ ચરણુ. ૧
વ લ્લભી સૃષ્ટિ પૃષ્ટિ બલ કીની,
નીઃ સાધન જન દીપે ઉદ્ધરાઈ. શ્રી બલ્લભ, ૨
ત જ મન ભ્રમ ઇન સરન ગૃહીલેં,
પ્રી ત પ્રભુનસોં તુર્ત કરાઈ. શ્રી બલ્લભ. ૩
યા કલીમેં સબ સાધન ફીકે,
જી વન સુફલ કરી ભક્તિ સદાઇ શ્રી બલ્લભ. ૪
શ્રી કૃષ્ણુ સેવા સુમરન હે સાચેં,
જ ન્મ જન્મ યહ લેહુ સધાઇ. શ્રી બલ્લભ. ૫
મ હા ભાગ જીન શ્રી બલ્લભ પદ પાયે,
ના હીન અન્ય સાધન અધકાઇ. શ્રી બલ્લભ. ૬
જી નકો મહિમા લોક તીહુ બરનેં,
સ તસંગ કરી ઇનિ દાસ . કહાઇ. શ્રી બલ્લભ. ૭
દા સ ભાવ દીનતા હરિ સેવા,
પ્ર ભુ પ્રસંન કે એહી ઉપાઇ. શ્રી બલ્લભ. ૮
સ રન તુમ્હારી મેં બિનતિ કરત હોં,
ન વઘન શ્યામ સુંદર દરસાઇ. શ્રી બલ્લભ. ૯
હો ઇ કૃપા તબ ફલ યહ પાવેં,
જો કછુ નાહી જીવન ઉપાઇ. શ્રી બલ્લભ ચરણુ ૧૦

( આ ગાયનની દરેક લીટીનો પ્રથમ અક્ષર એક એક લઈ વાંચવાથી રચનારનું નામ નીકળે છે )

# ટીકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજકી બંસાવલી.

—⁂—

## કબીત,

શ્રીકૃષ્ણજ્યુકી બાંસુરી બજત સુન સનનનનનનન, ઉઠત ઘોર સુર ઘનનનન, નભ ગજાઇહેં. ૧ શ્રી જમુનાજીકે તીર, બહે ત્રિવિધિ સમીર, બલભદ્રજુકે બીરને આછી છબ દીખલાઇ હેં. ૨ મોર મુકુટ લટક અલક મલક લટ ઝૂક રહી, કુંડલકી ઝલક ફલક કપોલન ઝલકાઇહેં. ૩ બનમાલ તિલક ભાલ કેસરકી દીએ આર, કમલ પત્ર ગાલ દેખ કમલની લજાઇહેં. ૪ કાછીની ખુબ કછેલાલ, પીત બસન હેરસાલ, પટુકા ફરહરાત દુકુલ છબી છાંઇહે. ૫ મોતનકી માલ ફુલહાર ગરે દીએ ડાર, ન્યારસોં સુબાસ સબ બ્રીજમે ફેલાઇહેં. ૬ કર કંકન સુહાય કટકિંકીની ઠરકાય, પગ પેંજની ઝુનકાર ચરન કમલન સોભાઇહેં. ૭ બ્રુન્દાબીપીન કુંજધામ ઠારે આપ સુંદર સ્યામ, અધરનપેં મુરલીધરે મુસ્કની સોહાઇહેં. ૮ ગેયા સંગલીએ બાલ કરત અહોબિધ ખ્યાલ રુપકો રસાલ પ્યારો નંદકો કન્હાઇહેં. ૯ કીને ત્રિભંગ અંગ ભાનસુતા વામસંગ, છબકે ઉઠે તરંગ તેજ કાન્તિ ખુબ છવાંઇહે. ૧૦ તીરછીંદે દ્રગકી કોર ભૃગુટીસોં દઇ જોર, કટાક્ષ કટાર ફેંક કામપેં ચલાઇહેં. ૧૧ નખશીખ પ્રકાશપેં કોટ કોટ ચંદ્ર બાર ડારોં, ભૃગુટીપેં કમાન કોટી કામકી તોરાઇહેં ૧૨ એૈસેં બ્રીજચંદને આનંદસો મુખારબીંદ, મુરલી ગહી સપ્તસુર તાંનમાન ભરકે બજાઇહેં ૧૩ બજાંઇ કર પ્યાર રસ અધરન ઠરકાય દીઓ, તાહીસોં અચંભો પુષ્ટિલીલા બરસાઇહે. ૧૪ ચંપા રનગુમધામ ભઇ પ્રચંડ અનલ જવાલ મધ્યમેં મુકુંદ પોઢે શેષ છાંહ છાંઇહેં. ૧૫ સંવત પંધરા પેંતીસ માધવ માસ એકાદશી, કૃષ્ણ પક્ષ વાર રવી પ્રભુ મુખરૂપ પ્રગટાઇહેં. ૧૬ બૈશ્વાર રુપદેખ દેવ મુદીત વ્હે બીસેક રહેબીમાન કર અભીશેક કુસુમન બરખાઇહેં. ૧૭ લછમન ભટ તાત માત એલંમાં જ્યું કહાએ કહાની, જગ્ય ફલ ફ્લિત બ્રહ્મ સભ્રમ કગાઇહેં. ૧૮ દ્રીજકે શિરોમન કુલ પવીત્ર તલંગ અતુલ શાખા તૈત્તરીય ગોત્ર ભારદ્રાજ સહરાઇહેં. ૧૯ માનુદેહ ધરી હરી ભુતલ જસ ગવાયો ફેરી, ગૃહસ્થાશ્રમ ધર્મ ધારી, બંસ એલી બોવાઇહેં. ૨૦ શ્રીબલ્લભ પ્રભુ નામ ધારે, શ્રીકૃષ્ણ ભક્તિકો બિસ્તાર કરેં, રસ પુષ્ટિ બરખાય દેવી

જીવન હરખાઇહે. ૨૧ બેહશાસ્ત્ર સાધકીએ. રસનાં બસાએં લીએ, પાખંડ ધર્મ ખંડદીએ, બિજય ધ્વજ ફરકાઇહેં. ૨૨ પ્રતાપ હે અમાપજાકૌ, સુર મુનિ સબ બંદન કરે, શાસ્ત્ર સબે દેત સાખ, તેજ પુંજ અધકાઇહે. ૨૩ સંપ્રદા સબ માન દીએ. આચાર્ય પદ તિલક કીએ, પ્રભુ રૂપહેં પ્રમાન, જાંન જશ દુદુંભી ગજાઇહેં. ૨૪ મલવૃક્ષ્છહે શ્રીવલ્લભ પ્રભુ, જાકે ફલ દોઉ તત્વવિભુ, પ્રથમ ગોપીનાથ, રૂપ મરજાદા સોહાઇહેં. ૨૫ દુજે પ્રગટે હે લાલ, શ્રીબિઠુલનાથ હે દયાલ, શ્રીકૃષ્ણ રૂપજાન, જીનેં બાંસુરી બજાઇહેં. ૨૬ શ્રીગોપીનાથજીકે પુરૂષોત્તમ પુત્ર, રૂપ હે અનુપ. ફેર બંસ જાયો ગુપ્ત, એહી મરજાદા દરસાઇહેં. ૨૭ શ્રીબિઠુલનાથ બેનુરૂપ, સપ્ત રંધ્રકે હે સાત સ્પરૂપ, સોહી સાતલાલ, યહ પુષ્ટિ કહાઇહેં. ૨૮ શ્રીગિરધર ગોવિંદ ઔર બાલકૃષ્ણ ગોકુલપતિ, રઘુપતિ, જદુપતિ, ઘનસ્યામ સુખદાઇહેં. ૨૯ બડે શ્રીગિરધરલાલકો, બંસ હે, અખંડ, મંડ, તાહીકો બિસ્તાર બહુ અતહી હરખાઇહેં ૩૦ શ્રીગિરધરજીકે દામોદર, તીનકે બિઠુલેસ ગૃહ, લાલ ગિરધારીજી પરસાએહેં. ૩૧ શ્રીગિરધારીજીકે જાનોલાલ, બડે દાઉજી હે બિસાલ, તીનકેં શ્રીબીઠુલરાયજી ગીનાએહે. ૩૨ શ્રીબીઠુલરાયકો બખાન, તીનકે શ્રીગોવર્ધનજી જાન. શ્રીગોવર્ધનજીકે શ્રીગિરધારીજી જનાએહે. ૩૩ શ્રીગિરધારીજીકો દેખો સુબેસ, તીનકે દાઉજી દીનેશ, તીનકે ગોવિંદ જાકે ગુન ન ગીનાંઇહે. ૩૪ શ્રીગોવિંદજીકે નીરખો લાલ શ્રીગિરધારીજી પ્રભુ હે કૃપાલ જાકે લાડીલે શ્રીગોવર્ધનલાલ શ્રીજીદ્વાર સોહાઇહે. ૩૫ શત એકુનીસ સતરા જાન બિક્રમ શકહે પ્રમાન ભાદ્રપદ બદ પ્રતિપદા પ્રભુ પ્રગટે બધાઇહે. ૩૬ રાજાધિરાજ શ્રીગોવર્ધનલાલ રૂપ અનુપહેં રસાલ જાકે કુંવર શ્રીદામોદરલાલ દેખ નેનાં સીરાઇહે. ૩૭ નીરખો પ્રભુકો બેરબેર શ્રીગિરિરાજ ધરણ સ્વરૂપ હેર જહાં નીત્ય લીલા લહેર બીજ ધામકી સોહાઇહે. ૩૮ શ્રીમહાપ્રભુજીકો બંસ પેઠી ચતુર્દશ અબતંસ શ્રીનાથધામ પ્રશંસ શ્રીગોવર્ધનનાથ શીરરાજેહે. ૩૯ બ્રિજ છાંડ બ્રિજરાજ આપ બિરાજેહો મહારાજ દૈવી જીવનકે કાજ બડી પ્રભુતા જનાઇહે. ૪૦ મોતીબારે પૃથીનાથ અચલ રહો સેવક માથ કરો જુગજુગ લીલા સાથ એહી નિજ જન મન ભાઇહે. ૪૧ મનભાઈ લીલાસાર શ્રીબલ્લભચરણકે આધાર કર પ્યાર નિજદાસને રસબંસ લીલા ગાઈહે, ૪૨





## આ પુસ્તક મળવાના સ્થળો.

૧ શ્રીનાથદ્વારમાં મંદીરમાં જનાના નીચે શ્રીશ્રી ૧૦૮ શ્રીદેવકાબેટીજી [શ્રીબેનાજી] મહારાજની પાસેથી.

૨ નવાપુર (ખાન્દેશ) } વૈષ્ણવ ત્રીકમલાલ શીવદાસ ઠેં૦ સરોફફળીઆ.